# અર્પણ

હરિગીત ·

જે હૃદય પ્રતિ નસનસ બધી ધસતી દિસે આ દેહની,
જે સિન્ધુ પ્રતિ સરિતા બધી રહે દોડતી અમ સ્નેહની,
તે નસ અને સરિતા અહીં એક જ પ્રવાહે સહુ મળો,
હો માત ભારત ! તુજ વિષે તે પુણ્યભાવે જઈ ભળો !

મુજ ગાન ગાયાં સર્વ તે આ એક ગાને જો શમે,
જ્યમ લક્ષ તારકતેજ તો રવિતેજમાં જઈ આથમે.
ગાયાં ન ગાયાં ગાન તે પણ સર્વ તારાં છે તદા,
હો માત ભારત ! તુજ ચરણને સ્પર્શ તે ખીલો સદા !

મુજ મિષ્ટ મોંઘાં સ્વપ્ન તે ક્યમ અબળ વાણીમાં ભરું,
તુજ લાખઝરણી કીર્તિ તે ક્યમ એક જીભે ઉચ્ચરું ?
મુજ ગાનજીવન તેમ જીવનગાન તુજ ચરણે ધરું :
અર્પણ બધું તુજને જ તો અર્પણ અવરને શું કરું ?

# ચોથી આવૃત્તિની પ્રસ્તાવના

આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ ઇ. સ. ૧૯૪૧ માં પ્રગટ થયા પછી તેની પ્રતો દોઢ–બે વર્ષમાં વેચાઇ ગઇ હતી. ત્યાર પછી તો યુદ્ધને લીધે કાગળ પર ને પુસ્તકપ્રકાશન પર 'કંટ્રોલ' આવ્યાથી પ્રયત્ન કર્યા છતાં સરકાર તરફથી નવી આવૃત્તિ કાઢવાની રજા મળી શકી નહીં. આખરે એક વર્ષ પર એ રજા મહામહેનતે મેળવી તો મહીનાઓ સુધી કાગળ મળી શકયા નહીં, અને ચાર માસ પર કાગળ મળ્યા, તો છાપખાનાએ બીજાં કામોને અંગે આ કામ ગયા સપ્ટેમ્બર માસમાં હાથમાં લીધું અને બનતી ત્વરાએ તે પૂરું કીધું. ચાર વર્ષથી આ પુસ્તકની માગણી ઘણી હોવા છતાં અનિવાર્ય સંજોગોને લીધે તે છેક હમણાં પ્રગટ થઇ શકે છે તેથી હું વાંચકવર્ગની ક્ષમા ચાહું છું.

છેક ૩૨–૩૩ વર્ષ પર આ પુસ્તકમાંનાં કાવ્યો પ્રગટ થયાં ત્યારથી તે ગુજરાતમાં તેમજ ગુજરાત બહાર ઘણાં લોકપ્રિય થઇ પડયાં છે. આજે મારી હૈયાતીમાં આ પુસ્તકમાં વાંછેલી આઝાદી આપણા પ્રિય દેશ હિંદને મળી છે, તેથી હું આનંદ અનુભવું છું. આ મોંઘી આઝાદીને હવે ટકાવી રાખવા અને આપણા દેશની કીર્તિ જગતમાં ફેલાવવા મારાં દેશબંધુઓ પ્રભુકૃપાથી ધર્મપરાયણ રહી કર્ત્તવ્યનિષ્ઠ બને એજ મારી અભિલાષા છે. અસ્તુ !

મુંબઇ: દાદર: તા. ૧૧–૧૦–૧૯૪૭
રેંટિયા બારસ

અરદેશર ફરામજી ખબરદાર

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ પુસ્તકની બીજી આવૃત્તિ બે વર્ષ પર નીકળી હતી, તેને ગુજરાતે પાછો ઠીક આદર આપ્યો હતો. ઉપરાંત મુંબઇ યુનિવર્સિટીએ આ "ભારતનો ટંકાર" ઇ. સ. ૧૯૪૧–૪૨ ના તેના "ફર્સ્ટ ઇયર્સ કોર્સ" માટે પાઠયપુસ્તક તરીકે નિર્માણ કર્યું છે, એટલે આ નવી ત્રીજી આવૃત્તિ કાઢવાની અગત્ય ઉત્પન્ન થઇ છે. આ આવૃત્તિ માટેનો યશ, એ કારણને લીધે, મુંબઇ યુનિવર્સિટીને જ ઘટે છે.

શુદ્ધ દેશભક્તિનાં ગીતોનો ને કાવ્યોનો આવો પ્રગટ સ્વીકાર કરીને આપણી એ વરિષ્ટ વિદ્યાપીઠે ગુજરાતને આભારી કીધી છે, એટલુંજ નહીં, પણ ખરી કેળવણી માટેની પોતાની વિશાળ દૃષ્ટિનું તથા ઉદારભાવનું તેણે નિખાલસ પ્રમાણ આપ્યું છે. વિદ્યાપીઠમાં કેળવણી લેતી પ્રત્યેક વ્યક્તિને સમાજનું ને દેશનું ઉપયોગી અંગ કરવા માટે. તેના હૃદયમાં સ્વદેશસેવાની ઝંખના જગાડવી જોઇએ. સમાજ કહો, સ્વદેશ કહો, કે જગત કહો, પણ એની ઉત્તરોત્તર સેવા કરવાનો સમષ્ટિમાં રહેલ પ્રત્યેક વ્યક્તિનો ધર્મ છે, અને એ ધર્મનો નાદ એ વ્યક્તિમાં જગાડવા માટે તેની કેળવણીમાં દેશભક્તિનું સ્થાન હોવું જ જોઇએ. અંગ્રેજી અને દુનિયાની બીજી ભાષાઓનાં પાઠ્યપુસ્તકોમાં દેશભક્તિના સાહિત્યને હંમેશાં સ્થાન મળેલું આપણે જોઇએ છીએ.

સને ૧૯૩૯ માં આ પુસ્તકની બીજી આવૃત્તિ છપાયા પછી થોડા જ માસમાં યુરોપમાં બીજું મહાયુદ્ધ ફાટી નીકળ્યું, તે હજી ચાલુ છે, અને એ હવે ઇ. સ. ૧૯૧૪–૧૮ ના મહાયુદ્ધ કરતાં પણ વધારે વિસ્તાર પામતું જઇને ચારે ખંડમાં પ્રસરી જશે એવું સ્પષ્ટ દેખાય છે. ભારતના વીરપુત્રો પણ મૂળથી આ યુદ્ધમાં પડેલા છે, અને તેમનાં અનેક પરાક્રમોની ને વીરતાની કથા આપણે રોજ સાંભળીએ છીએ. ભારતનું આ વીર્યદર્શન અકારત તો નહીં જ જાય, એવી મને શ્રદ્ધા છે. ભારતના વીર પુત્રો "ભારતનો ટંકાર" કરીને સ્વદેશનું રક્ષણ કરે, સ્વદેશની સ્વતંત્રતા પોતાની બહાદુરીથી રળે, અને જગતભરમાં ભારતનું તથા પોતાનું માથું ઊંચું રાખે, એવી ભારતના કવિની આશા, ઉત્કંઠા અને પ્રાર્થના શું અણપૂરી રહેશે?—નહીં જ; ભારતના પુત્રો ખરા મર્દ બનશે તો નહીંજ!

૭૮૮, પારસી કોલોની
દાદર, મુંબઇ
તા. ૧૧ મી મે ૧૯૪૧
વૈશાખ સુદ પૂર્ણિમા, સં. ૧૯૯૭

અરદેશર ફરામજી ખબરદાર

# પ્રસ્તાવના
## ( બીજી આવૃત્તિની )

લગભગ વીસ વર્ષ પર પ્રગટ થએલા આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રગટ કરવાનો ઘણા સમયથી વિચાર હતો, કારણ કે છેલ્લાં કેટલાંક વર્ષોથી આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ ખલાસ થઇ ગઇ હતી. પણ કેટલાંક અનિવાર્ય કારણોથી એ કામ લંબાયા કરતું હતું. હવે કવિશ્રી ખબરદારે પોતાનો નિવાસ મદ્રાસથી બદલીને મુંબઇમાં કર્યો છે, અને તેથી, આ પ્રકાશનના કામમાં પણ કેટલીક સરળતા થઇ શકી છે.

દેશપ્રેમની ભાવના, પ્રજામાં હવે કેટલા ઉત્કટ પ્રમાણમાં જાગૃત થએલી છે તે કહેવાની જરૂર નથી. એવે વખતે દેશપ્રેમની ભાવનાથી ભરેલાં 'ભારતનો ટંકાર' નાં કાવ્યો—ગીતો આપણી પ્રજાને સતત પ્રેરણા આપતાં રહેશે એવી આશા રાખવી અસ્થાને નથી.

એક બાબતનો ખુલાસો કરવાનું મને આવશ્યક લાગે છે. આ કાવ્યો પ્રથમ જ્યારે ઇ. સ. ૧૯૧૪–૧૫ માં લખાયાં અને છપાયાં ત્યારે અત્યારના જેવી રાજકારણીય જાગૃતિ આવેલી ન હતી, અને મહાત્મા ગાંધીજીની અહિંસક અસહકાર, સવિનય કાનૂનભંગ અને સત્યાગ્રહની ચળવળ પણ શરૂ થએલી ન હતી, છતાં આ કાવ્યોમાં નિર્ભેળ દેશપ્રેમની ભાવના સાથે સત્ય અને અહિંસાના ગાંધીજીના સિદ્ધાંતોનો ઘણો જ સુંદર મેળ થએલો જણાશે. વળી જ્યારે આ કાવ્યો લખાયાં ત્યારે ગુજરાતી સાહિત્યમાં દેશપ્રેમની ભાવનાથી નીતરતાં કાવ્યો ઘણા જૂજ પ્રમાણમાં લખાયાં હતાં અને તેથી 'ભારતનો ટંકાર' ના પ્રકાશને નવી જ દૃષ્ટિ ઉત્પન્ન કરી હતી. અત્યારે પણ, એમાંની ભાવના આપણી જનતાને પ્રેરક સંદેશો આપતી રહેશે એમાં શંકા નથી.

કવિશ્રીનાં અનેક પુસ્તકોને ગુજરાતના રસિક વાચકવર્ગે અપનાવ્યાં છે તેમ આને પણ અપનાવશે એવી આશા રાખું છું.

૪૨, કલ્યાણ બિલ્ડીંગ નં. ૧,
કાંદાવાડી, મુંબઇ, ૪
ચૈત્રી પૂર્ણિમા, ૧૯૯૫

યજ્ઞેશ હ. શુકલ

# પ્રસ્તાવના

## ( પહેલી આવૃત્તિની )

અમ હૃદય શૌર્ય–અંગાર નથી હોલાયો,
સમયે દાવાનળ સમો ઉલટશે ચાલ્યો !
માતાની ધજાની હેડ અમે ઘૂમીશું,
જયજય જયજય જયકાર રણે ગજવીશું !
એ આશ અમારી જયગીતે ને જયડંકાએ જડી જડી,
જયડંકાએ જડી જડી !
ભરતભૂમિના શૂરપુત્ર તે સદા ન રહીશું રડી રડી !"—

(" પ્રકાશિકા "માંના 'ભરતભૂમિનું જયગીત' એ કાવ્યમાંથી ; પૃષ્ટ ૭૦ )

લગભગ અગ્યાર વર્ષ ઉપર છપાયેલા કાવ્યમાંની આ ભવિષ્યવાણી ખરી પડવાને સમય એટલો જલદી આવશે, એમ કોઇ પણ ધારતું નહોતું; પણ ભારતના વીરપુત્રો બ્રિટનની ધજા હેઠે ભરદુનિયાના મહાયુદ્ધમાં ઘૂમ્યા છે અને શત્રુનો પરાજય કરીને જયગીત વગાડતા ભારતને દ્વારે પાછા ફર્યા છે, તે જોઇને કિયા ભારતવાસીનું હૃદય આનંદ અને ગર્વથી પ્રફુલ્લિત નહીં થશે ? શૌર્યનાં બીજ તો મનુષ્યમાત્રમાં હોય છે, પણ સમયાનુકૂળ વાયુ વાતાં જ જેમ વૃક્ષ પર અંકુરો ફૂટીને ફૂલ અને ફળ તે પ્રાપ્ત કરે છે, તેમ પ્રસંગ આવતાં ભારતના પ્રજાજનનું શૌર્ય પણ ઘૂણી ઊઠ્યું છે અને યોગ્ય તક અને ઉત્તેજન મળે તો ભારતનું શૌર્ય પણ જગતના બીજા પ્રજાજનના કરતાં કાંઇ ખાંડ્યું જાય તેવું નથી, એ વાત પ્રત્યક્ષ સિદ્ધ થઇ છે જાગ્યા ત્યાંથી પ્રભાત, તેમ ભારતનો આત્મા જાગ્યો છે, અને એ જાગતાં જે પ્રભાત ઊગ્યું છે તેનો પ્રકાશ હવે પળપળ વધતો જ જશે, એવી પ્રત્યેક ભારતવાસીની દૃઢ શ્રદ્ધા છે.

ધર્મભક્તિ અને દેશભક્તિ એ માનવજાતિના ઇતિહાસના મુખ્ય અંશો છે, અને એ ઇતિહાસમાં નોંધાયેલાં અનેક પરિવર્તનોનું મૂળ પણ એ જ બે અંશોમાંથી જડી આવે છે. જો કે તમામ જગત એક જ પ્રભુનું કુટુંબ છે, છતાં દેશકાળાનુસાર જુદી જુદી પ્રજાઓ બંધાતાં તે તે પ્રજાઓનાં વિશિષ્ટ લક્ષણોથી પ્રત્યેકનું વ્યક્તિત્વ ગણાય છે; અને જેમ પ્રત્યેક જીવ પોતાના જીવનના રક્ષણ માટે સતત મથન કરે છે તેમ પ્રત્યેક પ્રજા પણ પોતાનું સમુદાયજીવન ટકાવવા અને તેને સમર્થ કરવા મથે છે. આ મથન પણ પ્રભુના પ્રેમઝરણમાં વહેવા માટે આવશ્યક છે, કારણ કે જેમ વ્યક્તિનો આત્મા ઉચ્ચગતિ પ્રાપ્ત કરવા ધર્મબંધને પરમાર્થ શોધે છે તેમ સમષ્ટિનો આત્મા પણ ઊંચે ચઢવા એ જ સમગ્ર વ્યક્તિઓના સ્વાર્થત્યાગની માગણી કરે છે, અને એવી રીતે પ્રભુના સતત ધર્મનું રક્ષણ કરીને તે જગતને ઉપકારક બને છે. ધર્મભક્તિ વિના દેશભક્તિ કાંઇ કામ આવતી નથી અને ઉલટી તે હાનિકારક થાય છે, તેનું પ્રત્યક્ષ દૃષ્ટાંત હાલના મહાયુદ્ધમાં પ્રખર દેશભક્તિ અને તમામ યુદ્ધસામગ્રી છતાં અંતે જર્મનીનો જે પરાજય થયો છે, તેમાં જડી આવે છે.

સદ્‌ભાગ્યે ભારતપ્રજાના ઇતિહાસમાં ધર્મભક્તિ પ્રથમથી જ આદિ-સ્થાન લે છે, અને એ ધર્મભક્તિથી જ એ પ્રજાનું જીવન કાળના અનેક મારા છતાં હજી ટકી રહેવા પામ્યું છે. તડકાછાંયા તો જગતના જીવનાકાશમાં વહ્યા જ જાય છે, અને પ્રકાશ અને અંધાર, જીવન અને મૃત્યુ, જાગૃતિ અને સુષુપ્તિ, એ દ્વંદ્વો પણ એ જ આકાશમાં રમે છે. ભારતે અનેક તડકાછાંયા જોયા છે, અને પોતાની અંધારપળમાં પણ તે શુદ્ધ ધર્મને નહીં તો તેની સબળ છાયાને પણ વળગી રહીને તે પોતાનો શ્વાસ ટકાવી રાખી શક્યું છે. પ્રભુકૃપાએ એ અંધારપળ પણ હવે પૂરી થઇ છે અને પ્રકાશનાં આછાં પગલાં ભૂમિ પાછાં પડવા માંડ્યાં છે, ત્યાં એ છાયાને બદલે પાછી તીવ્ર ધર્મભક્તિ ભૂમિ સ્ફુરવા માંડી.

છે, અને એ ધર્મભક્તિની સાથે દેશભક્તિ પણ પુનઃ જાગવા લાગી છે. વીજળીના ચમકારાની પાછળ ગગડાટનો કડાકો થાય છે, તેમ હાલના મહાયુદ્ધમાં ધર્મોજયની પાછળ દેશભક્તિની ગર્જના દુનિયાની તમામ પ્રજાઓમાં જાગી ઊઠી છે, તો ભારતની ધર્મભક્તિવાળી પ્રજાના હૃદયમાં પણ એ જ દેશભક્તિનો કડાકો થાય તો તેમાં નવાઈ નથી.

આ પુસ્તકમાંનાં કાવ્યોની પ્રેરણાનું મૂળ પણ એ જ વિચારોમાં રહેલું છે. ભારત અને બ્રિટાનિયાનો સંબંધ પણ કંઈ કંઈ રાજસી અને તામસી વૃત્તિઓના ઉકળાટ છતાં સાત્ત્વિક ધર્મવિચારોને લીધે જ ઇશ્વરેચ્છાએ બંધાયો હતો અને હજી તેથી જ તે ટકી રહ્યો છે. ભારતની ઊંડી સુષુપ્તિ બ્રિટાનિયાના દેશભક્તિ, સ્વાર્થત્યાગ, સ્વાતંત્ર્યસેવન અને સત્યન્યાય એ સમર્થ ગુણોના સંસર્ગ અને દર્શનથી ઊડી ગઇ છે, અને એ જ ગુણોનો પ્રકાશ પાછો વધારવા તે ઉત્સુક બન્યું છે. હાલના મહાયુદ્ધના પરિણામે આખી દુનિયામાં ચળવળ ઊભી થઇ છે, અને સત્ય તથા ન્યાયનાં અચળ સૂત્રો આગળ ધરીને નાની મોટી પ્રજાઓ પોતાના પ્રજાત્વના હક્કની માગણી કરે છે અને તે માગણી મહારાજ્યોએ સ્વીકારી પણ છે. એ મહાયુદ્ધમાં ભારત પોતાના અડગ ધર્મથી પોતાના સમ્રાટ પતિને પડખે રહીને અનેક વીરપુત્રોનો અને અઢળક ધનનો ભોગ આપીને કૃતાર્થ થયું છે. એ મહાયુદ્ધમાં સામેલ થઇને ધર્મનું તથા પોતાનું રક્ષણ કરવા બ્રિટાનિયાએ ભારતને આવાહન દીધું અને ભારતે તે આનંદથી સ્વીકાર્યું; અને ભારતનો એ મહાપ્રયત્ન એ યુદ્ધનો અંત જલદી લાવવામાં કેટલો સહાયભૂત થયો એ સર્વ વાત હવે જગપ્રસિદ્ધ છે.

આ ગ્રંથમાંનાં કાવ્યોનો ઉદ્ભવ એ જ આવાહનકાળે થયો હતો. જગતના આ પરિવર્તનકાળે દેશદેશના કવિઓનાં હૃદય ધણધણી ઊઠ્યાં છે, તો ભારતના કવિઓનાં દિલ પણ ડોલાયમાન થાય તે સ્વાભાવિક જ છે. હતભાગ્યે ભારતમાં હમણાં સુધી 'દેશભક્તિ' એ 'રાજદ્રોહ'નો જ

પર્યાય છે એવી સમજ કેટલાક અમલદારવર્ગમાં હતી, અને તેથી પ્રજાના આત્માને ઘણી રીતે કચરાવું અને મુંઝાવું પડતું હતું. પણ બ્રિટિશ મહાજને ભારતની પ્રજાનું વ્યક્તિત્વ હવે માન્ય રાખ્યું છે અને તેને પોતાની આંતર-વ્યવસ્થાના હક્ક સંપૂર્ણપણે મેળવવાને માર્ગે ચઢાવ્યું છે, તો આશા છે કે ઉપલી ગેરસમજ હવે વધુવાર ટકવા પામશે નહીં. ધર્મયુક્ત દેશભક્તિના પોષણથી જ ભારતની સત્ય ઉન્નતિ સત્વર થવા પામશે, અને ભારતની ઉન્નતિમાં જ બ્રિટિશ સામ્રાજ્યની મહત્તા અને સલામતી છે. ભારત અને બ્રિટાનિયાને જગતમાં હવે સાથે સાથે ઊભવું છે, અને એ સંબંધ ટકાવવા અને વધારવા પરસ્પર પ્રેમ, વિશ્વાસ અને સહનશીલતા રાખવાં જોઇએ. સંબંધીને સાથે રાખવામાં, તેને સ્વશક્તિથી ચાલવા દેવામાં અને સામાન્ય ભય વેળાએ તે આંતરબળથી એકસરખો ખડો થઇ શકે તેમ કરવામાં જે લાભ અને નિર્ભયતા છે, તે તેને નિર્બળ અને પરતંત્ર કરીને મને-કમને પાછળ ઘસડવામાં નથી. સ્વાશ્રય એ ઉન્નતિનું મૂળ છે; અને મોટાની મહત્તા નાનાનું નાનપણ જાળવી રાખવામાં નહીં પણ તેને સ્વાશ્રયી કરીને મહત્તાને માર્ગે ચઢાવવામાં છે.

જીવન એ સતત યુદ્ધ છે, તો એ જીવનને ટકાવવા અને જયવંત કરવા શૂરાતનની પ્રથમ આવશ્યકતા છે. કળાના નવે રસમાં એથી જ વીર-રસનું પ્રાધાન્ય મનાયું છે. મનુષ્યહૃદયના ઉજ્જ્વલ ભાવ—સ્વાર્થત્યાગ અને સ્વભોગ—એ રસમાં પૂરા ખીલી નીકળે છે, અને એ જ ગુણો ધર્મભક્તિ અને દેશભક્તિના અચળ સ્થંભો છે. ગુર્જરસાહિત્યને મંદિરે દેશભક્તિનાં પુષ્પો ગતકાળમાં સારી પેઠે ચઢયાં છે, અને તેમાં વીરબંધુ કવિ નર્મદનો ઉપહાર સબળ અને પ્રધાન છે. એમની પછી ડૉ હરિલાલ ધ્રુવે એ જ મંદિરની ઘંટા ઝિલ્ઝીના વીરનાદે વગાડી છે. એ મંદિરના સર્વ પૂજા-ઓને ભારતનાં ગાન કરુણરસમાં જ પ્રથમ કરવાં પડ્યાં છે, પણ કરુણરસમાંથી આત્મભાન થતાં વીરરસ સ્વાભાવિકપણે જન્મે છે. આ પુસ્તકમાંનાં કાવ્યોનો પ્રવાહ પણ એવી જ રીતે વહ્યો છે. જેવાં તેવાં

પણ અંતરની સત્ય અને સબળ ઊર્મિથી ચૂંટાયેલાં આ કાવ્યપુષ્પોનો ઉપહાર હું ગુર્જરસાહિત્યદેવીને ચરણે ધરૂં છું, અને એ ધરવામાં જ જે આનંદ અને સંતોષ મને પ્રાપ્ત થાય છે તેમાં જ હું મારૂં અહોભાગ્ય સમજું છું. ગુર્જરબંધુઓને તેમના નવજીવનમાં આ કાવ્યો કાંઇ પણ પ્રેરણારૂપ થશે તો તેમાં જ એ કાવ્યોનો હેતુ સફળ થયેલો ગણાશે. એક લેખક એથી વધુ શી આશા રાખી શકે ?

હાઇકોર્ટની સામે,
મદ્રાસ, ૫-૧-૧૯૧૯

અરદેશર ફરામજી ખબરદાર

# અનુક્રમણિકા

અર્જન—



## શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૦ | ૧૪ | ધકર્યો | વકર્યો |

છેવટનું છપાતાં કોઈ ભૂલો પડી ગયાં હોય તો વાચકે કૃપા કરીને તે સુધારી લેવું.

# સ્વપ્ન

પ્રતિધ્વનિકા છંદ*

## ( ૧ )

આજ બધે અંધાર વહી આ પથરાયો,
ઉર છાયો ;
તારા પણ સહુ ઝૂમાતા કંઇ પલકારી
નિશ સારી ;
આત્મ રહ્યો એકલ મુજ ઊંડું તમ માપી,
નભ વ્યાપી.

## ( ૨ )

સરતા ઊંડા પર્વતમાંથી ધ્વનિ આવે,
ચમકાવે ;
ભરતા લાખો કોતરમાં તે સુસવાટા
ઘુઘવાટા ;
ને અહીં પવન ભમી આથડતો મુજને તો
કંઇ કહેતો.

---

*આ છંદ નવો રચ્યો છે. ૧-૩-૫ પંક્તિમાં ૨૨ માત્રા અને ૨-૪-૬ માં ૬ માત્રા છે. ૧-૫-૯-૧૩-૧૭ અને ૨૧ માત્રાએ તાલ છે. ૧૬ મી માત્રાએ યતિ છે. ૧૭-૧૮ માત્રા લઘુ જ જોઇએ તથા દરેક પંક્તિનો છેલ્લો અક્ષર ગુરુ જ જોઇએ. ૨-૪-૬ પંક્તિઓમાં પણ ૧-૫ માત્રાએ તાલ છે. પ્રથમની બે માત્રા લઘુ જોઇએ તથા છેલ્લો અક્ષર ગુરુ જોઇએ.

( ૩ )

આ'વી રજનીમાં ન સુણ્યા મેં ધ્વનિ એવા,
ભય દેવા,
હોય હજારો પગલાંના જ્યમ ધબકારા
કંઈ ન્યારા
દૂરથકી ધીમે અહીં વધતા ધમધમતા,
મન દમતા.

( ૪ )

આકાશે કંઈ શાંતિ રહી છે લહરાઈ,
તમ છાઈ;
એક ઘડી જાશે ને વાશે રસલહાણું
દઈ વહાણું,
ને રહેશે ઉડુ સાળુ ઉષાનો મુખ ઓઢી,
નભ પોઢી.

( ૫ )

પણ મુજ દૃષ્ટિ સમીપે નવલું કંઈ જામે
ઇહ ઠામે:
ભૂત સમા અણુગણુ જનકેરા પડછાયા
મનકાયા
મારી પવન સહિત આવે બહુ તરવરતા,
સ્થળ ભરતા.

( ૬ )

એ પડછાયા રજની વીત્યે નહિ રહેશે
દિનદેશે,
ને એ ભૂતજનોની પ્રતિમા ઝલકારે
નહિ ત્યારે:
માત્ર કદી નિરખું ના નિરખું શમણામાં,
ભ્રમણામાં.

( ૭ )

ને મુજ આત્મ રહ્યો ઝબકી આ સહુ જોઈ,
શમ ખોઈ;
ને તારા પણ ઝૂમાતા આ ધબકારે
પલકારે;
ને આ પવન કુતુક એ જોવા ભટકંતો
અટકંતો.

( ૮ )

જાણે આત્મ બધાનો જાગી કંઈ પૂછે:
"અહીં શું છે?
"ભૂતજનો! છો કોણ? પધાર્યા સહુ ક્યાંથી,
નિશસાથી!
ક્યાં ચાલ્યા ગંભીરપદે આ, કંઈ બોલો,
ઉર ખોલો!"—

(૯)

રણગીત છંદ*

"અમે ભારતના ગત વીરો,
ગત ભારતજયના ભૂત;
રણરણ ઘૂમતા રહિયે ઝૂમતા,
વનવનવાસી અબધૂત;
શિખરે શિખરે, કુહરે કુહરે,
અમ શુદ્ધ પડી છે રાખ,
લડતાં પૂર
પડતાં શૂર,
જ્યારે શીશ ઉડાવ્યાં લાખ,
જ્યારે નીક વહી અમ રક્તતણી,
ને શીશ ઉડાવ્યાં લાખ!

(૧૦)

"અમે તો ભારતના વીરો:
અમે લડ્યા હજારો જંગ;
અરિભય હરતા, જયજય કરતા,
બહુ રણમાં રાખ્યો રંગ;

* આ છંદ નવો રચ્યો છે. ઊછળતા વીરરસના જમાવ માટે એ કેટલો અનુકૂળ લાગે છે, તે તો એનો ધસારાબંધ વહેતો પ્રવાહ આપોઆપ દર્શાવે છે.

તનતન તણુખા, લોચન ભડકા,
હૈયે મરદાની હામ:
ઘૂમતા ઘોર
ઠોરેઠોર,
લઇને જીભે ભારતનામ,
હાથે ધ્વજ પતાકા ઊડતી ત્યાં,
ને જીભે ભારતનામ!

(૧૧)

"અમે ભારતના લડવૈયા,
અમે સુભટ સિપાહી શૂર;
રણઘોંઘાટે જ્યાં નભ ફાટે,
ત્યાં ઝૂઝ્યા રસભરપૂર;
સાગર ખેડ્યા, પર્વત ફેડ્યા,
અમે જીત્યા દાનવ દેવ:
કૂદી વ્યોમ,
કસતા જોમ,
પાડ્યાં નભછપ્પરનાં નેવ,
પાડ્યાં કિલ્લા કોટ અનેક કહીંક,
ને નભછપ્પરનાં નેવ.

(૧૨)

"અમે મૂઆ ભારત કાજે,
અમે દીધા મોંઘા પ્રાણ;

ભારત કાજે મરવું છાજે,
એ ગણી અમારી લહાણ !
તનઢગ પડિયા અમ, ત્યાં ચઢિયા
બાંધવ બીજા અમ વીર,
દઈને પાગ,
સાધ્યો લાગ,
કીધાં કેસરિયાં સહુ ચીર,
રણમાં કેસરિયાશું તન ઝૂઝયાં,
ને કેસરિયાં સહુ ચીર.

(૧૩)

"ના હાક પડી કો રણમાં,
ના ખખડી કો તરવાર,
બન્દુક ફરસી ન બની તરસી,
ના યુદ્ધતણો ટંકાર;
ધમધમ કરતાં, રણ પદ ધરતાં,
ન ધસ્યાં દળ કો ધુનલેર,—
પણ અહીં સ્હેજ
એ સહુએ જ
અમને સૂતા જગાવ્યા ફેર !
મિટી ફરી અમારી ધુણવી અહીં,
ને સુતા જગાવ્યા ફેર !

(૧૪)

"ઘેરાયું પશ્ચિમ ઘનથી,
કંપ્યાં ધરણી આકાશ;
સહુ ધર્મ હણ્યા, દૈત્યો ઊછળ્યા,
કરતા જગસત્યવિનાશ:
ઝધડે ધબડે ખખડે
ભારતમાતાનાં દ્વાર,
ઊઠે હૂર
પાસે દૂર,
આવે ભયના કંઇ ભણકાર,
આવે યોગમ ઘોર અવાજ ઘણા,
ને ભયના કંઇ ભણકાર.

(૧૫)

"અમે ભારતના મૃત વીરો:
મૃત તોપણ ભારતપુત્ર!
અહીં શોર સુણી ઊઠ્યા ઘધણી,
અમે ફરી સ્મર્યું અમ સૂત્ર:
બંધન તોડયાં, જગપટ ફોડયાં,
દેવા માતાને હાથ,
રક્ષણ કાજ
જાગ્યે આજ
શૂરા મૃત પુત્રો સહુ સાથ,

ભારતના જીવંત સુતો ઝૂઝે,
ને મૃત પુત્રો પણ સાથ !"—

(૧૬)

દિવ્ય છંદ

આવો, વીરા અમ શૂરા,
આવો, બાંધવ અમ ધીર !
તમ તીવ્ર પખાજ બજાવો,
ડોલાવો તારકશીર
શૂરા પૂરા સહુ આવો,
ઊછળે જ્યાં દૈત્યસમાજ:
ભારતમાતાને માટે
નહિ સૂતા રહે કો આજ !

(૧૭)

આવો વહાલા મૃત વીરો !
છે અમર તમારા પ્રાણ;
ભારતહૃદયે ઉજ્જ્વલ તમ
છે યશયશમાંહ્ય નિશાન.
તમ રુધિર વહ્યાં છે સિંચવા
ભારતજીવન દિનરાત:
હા, વીર તમે મુઆ કે
અહીં જીવે ભારતમાત !

(૧૮)

આકાશ બધાં દ્યો વીંધી,
આ ફોડી દ્યો પાતાળ,
ખોળો પૃથ્વીનાં પોથાં,
ભાળો ખોલી ઉર કાળ :
ભારત જેવી પ્રિય માતા
છે જગમાં બીજી કોઇ ?
તમ જન્મ થયો અહીં ધન્ય જ !
શું દઇશું અમ તક ખોઇ !

(૧૯)

નહિ, નહિ !—આ ઊઠ્યા આજે,
અમ કમ્મર કસિયે તંગ ;
અમ નસમાં ભારત વહે છે,
અમ રુધિરે ભારતરંગ !
ભારત, ભારત ને ભારત
ઊછળે અમ શ્વાસોચ્છ્વાસ :
વીરા ! ભારતપ્રેમીનો
બતલાવો મરણવિલાસ !

(૨૦)

આવો પાછા, અમ વીરા !
અહીં ઊભા રહો અમ સાથ !

પડઘમ તમ ધમધમ કડકે,
ફરકે ભારતધ્વજ હાથ.
તમ સત્ય અને તમ દઢતા,
તમ શૌર્ય અને તમ પ્રેમ :
વીરા ! અમને શીખાડો,
તમે ધન્ય જ મૂઆ કેમ !—

(૨૧)

પ્રતિધ્વનિકા છંદ

ધીમે ધીમે રજની વહેતી અહીં ચાલી
થઇ ખાલી ;
ધીમે ધીમે સૂતા મારી પલકારા
સહુ તારા ;
ને કહીં પવન જઈ આરામ્યો ખૂબ થાકી
નિશ આખી.

(૨૨)

ધીમે ધીમે સહુ ધબકારા રણ રેલી,
અહીં મેલી,
દૂર જઈ અંધાર સમાતા કંઇ લાગે,
દિન જાગે ;
પણ તેના ભણકારા વાગે મુજ કાને
અભિમાને.

(૨૩)

ધીમે ધીમે આંખ ઉષાની ઊઘડીને
સુખ ભીને
રૂપેરી ચુમ્બન કરતી ત્યાં કુસુમોથી
નભ મો'તી,
ને તેની કીકીનાં હાસ્ય જ અહીં છાયાં
મનચાહ્યાં.

(૨૪)

જોતાં જોતાં સહુ અંધારાં વિખરાશે,
કહીં જાશે :
ને આત્માની ઊંઘ જશે આ સહુ ઊડી
રસ બૂડી,
ને નવજીવનની લહરીઓ અહીં વાશે
નવ આશે.

(૨૫)

સ્વપ્ન ગયું ઊડી, ને ધબકે ઉર મારું ;
ક્ષણુ ધારું,
જ્યારે જ્યોતિ ઊઘડશે ત્યારે નવ રહેશે
તમ લેશે,
ને ભારતમાતા ભર ઝળશે પ્રણુતેજે
શ્રમ સ્હેજે !

## સ્થિતિદર્પણ

મણિ છંદ

જગદુઃખ અનેક વહ્યાં,
હસતાં સુખ કૈંક થયાં ;
પણ આ અમ ભારતમાતતણાં
નવ આંસુ હજીય ગયાં. ૧

પણ જાય, કહો, કહીંથી !
સુખ થાય અહો કહીંથી !—
દિનરાત રડે અમ માત છતાં
ન પડ્યા ડગિયે અહીંથી ! ૨

કંઇ દેશ વધ્યા જગમાં,
કંઇ લોક વધ્યા વગમાં :
પણ ના અમને હિલતાં ખૂંચતી
જડ સાંકળ આ પગમાં ! ૩

જડ સાકળ હેમતણી,—
મર સુંદર સોહ્ય ઘણી :
પણ ચર્મ હણે, શુભ કર્મ ખણે,
નરના બનવું રમણી ! ૪

સહુ શક્તિ કુપંથ વહી,
મરદાઇ ન કાંઈ રહી ;
પરતંત્રપણે બહુ કાળ વસી
નવ અંતરસિદ્ધિ લહી. ૫

અમ શસ્ત્ર ન અસ્ત્ર ન કો,
નવ વસ્ત્ર રહ્યાં તન કો,
અમ રક્ષણ કાજ સદા સુણવો
પરશસ્ત્રતણો રણકો ! ૬

ધિક એ સુખ, નિર્ભયતા !
ધિક એ પરશાંતિમતા !
ધિક પ્રૌઢ વયે પણ બાળ સમી
પરપાલવની મમતા ! ૭

શિર પહાડ અનેક પડે,
નભ ઘોર ભલે ગગડે ;
પણ રાવણબંધુ સમી સહજે
નવ આ અમ ઊંઘ ઊડે. ૮

ઊડશે કયમ એ જલદી !—
ન બને ઉર જે દરદી :
મન ટેક વિવેક ન એક રહ્યો,
ઊછળે તહીં રક્ત કદી ! ૯

નવ હાથ રહ્યા અમ શું !
શિર ઘા નગણ્યા ખમશું !
પણ કાયરશું જગહેશ ખમી
અમ જીવન નિર્ગમશું ! ૧૦

પ્રિય બંધુ સુમંત અહો !
નિજ અંતર ખંત ગ્રહો !
જગ આજ પ્રભાત બધે ઝળતું
નિજ આંગણ શું ન ચહો ! ૧૧

ગમતું તિમિરે પડવું !
ગમતું શિશુશું રડવું !—
નહિ ! ગર્ભ બની પ્રિય માતથકી
નવજીવન છે ઘડવું ! ૧૨

ન પ્રકાશ પ્રભાત વસે,
ન પ્રકાશ જગે વિલસે :
ઊઘડે જવ આંખ જ ગૌરવથકી
તવ સત્ય પ્રકાશ થશે ! ૧૩

તવ એક જ તે ક્ષણમાં
ચમકે જગ લોચનમાં :
જગને નિરખી નિજમાં પણ તે
સુપ્રકાશ ભરો તનમાં ! ૧૪

નયને નયને પ્રગટે,
હૃદયે હૃદયે ઊલટે ;
નવજ્યોતિ જ એ નવચેતનથી
મૃત જીવનને લપટે. ૧૫

પ્રિય ! પુણ્ય, પરાર્થ જ એ ;
રસ, જીવન સાર્થ જ એ ;
પ્રિય આંગણ ભારતમાતતણાં
ભરશે જગનાથ જયે ! ૧૬

## વિનિપાત

રાગ–કાફી જીલ્લો–તાલ દાદરો*

કંઈ રંગ જુઓ જશભંગતણા આ, રોજ ઘટે ઉરજ્યોતિ;
જેમ પગે કચડાય જ મોતી, જિંદગી રહે પત ખોતી.—કંઈ.

રજપુત તે શું ગરજપુત બનીને રંડાવશે રજપુતાઈ!
ઠાકરના સહુ ચાકર થઈ શું ઠાલી કરે ઠકરાઈ!
રે ભાઈ, એવી બડાઈ શું સો'તી!—કંઈ. ૧

ખમ્મા ખમ્મા કરી પાછળ દોડે દમમાં જે દિનભર રહેતા;
માન મૂકીને સર્વ થયા તે ઘમ્માધમ્મીમાં વહેતા!
રે ભાઈ, રહી અમીરાઈ એ રેતી—કંઈ. ૨

દેહ ને દેશનું માન રહ્યું નહિ, ગાન રહ્યું પરઆશે;
ભૂમિપતિ જે સત્ય હતા તે ભૂમિ રતિમાં રોળાશે!
રે ભાઈ, તમ સરસાઈ શું નહોતી?—કંઈ. ૩

વીર પૂર્વજના પુત્ર ગણાશે આજ ફકીર હિચકારા!
આત્મ રહ્યો, જૂની કીર્તિ રહી, ઊંડો, કાળ કરે હલકારા!
રે ભાઈ, ગઈ મરદાઈ લ્યો ગોતી!—કંઈ. ૪

*"મારા તનમાં મનમાં ભર્યો છે..." એ "સૌભાગ્યસુંદરી નાટકમાંના ગાયનના લયમાં, ફેરફાર સાથે.

## અસ્ત

રાગ કાફી—તાલ દાદરો

ધડધડ આંસુના ધોધે, રે બાપુ, રડજો જીવનભર હાવે!
રડજો જીવનભર હાવે, રે બાપુ, ગઇ તક પાછી શું આવે!—

દિવસ ગયા તમ ગર્વતણા ને સ્વપ્ન થયાં સહુ પૂરાં;
કીર્તિનાં કોટડાં ભોંય પડ્યાં સહુ, વધ્યાં બિરદ તમ શૂરાં;
રે બાપુ, રડજો જીવનભર હાવે! ૧

ફોકટનાં વીરે રક્ત વહાવ્યાં, ફોકટના ભોગ દીધા;
આખર તો કણ પેર દળાયા ને ઝેરના પ્યાલા પીધા:
રે બાપુ, રડજો જીવનભર હાવે! ૨

જાત મિરાત ખેરાત કરી લીધી આ ફરજિયાત ફકીરી;
હાથે દંડૂકા ને ભાળે ભભૂતી: સાધી સાધુતા શરીરી!
રે બાપુ, રડજો જીવનભર હાવે! ૩

વીર્ય ને શ્રેયનાં પૃષ્ઠ બિડાયાં, બિડાઇ ભાગ્યની પોથી:
કેમ થશે ઉરચીરતી તમારી કર્મકથા કવિ કોથી!
રે બાપુ, રડજો જીવનભર હાવે! ૪

બંધુતા ગઇ તહીં અંધતા આવી, જિંદગીભર અંધારું:
નાથ ઉઘાડો રે આંખ તમારી, નહિ તો ક્યાં સુખનું સવારું?
રે બાપુ, રડજો જીવનભર હાવે! ૫

કીર્તિમરણનાં આવાં ગીતો તમ રોજ સુણી શું સહેવું?
મરદ બની તમે ગાજશો ત્યારે કોઇ કહે નહિ એવું:
"રે બાપુ, રડજો જીવનભર હાવે!" ૬

## રત્નહરણ

લાવણી

કોણ દુષ્ટ આવ્યો અહીં, વીરા ! કાળજ દીધું કોરી ?
કોણ અમારું અણમોલું તે રત્ન ગયો છે ચોરી ?
ગોરી સ્વતંત્રતા હો !—

હસતું ઘર અમ રડતું કીધું, શૂન્ય બધું અહીં લાગે ;
કોણ ફરી વસતું તે કરશે તે જ પનોતા પાગે ?
ગોરી સ્વતંત્રતા હો !—કોણ૦ ૧

મંત્ર તંત્ર કંઈ કામ ન આવ્યાં, શસ્ત્રો પડ્યાં નકામાં ;
છળબળકળથી કો પલકારે ગયો હરી એ શ્યામા :
ગોરી સ્વતંત્રતા હો !– કોણ૦ ૨

વનવન ઢૂંઢ્યાં પણ ન મળે કહીં. પડ્યાં વદન સહુ હેઠાં :
મધુર સખી ! રે આપણ વચ્ચે આ શાં જબરાં છેટાં !
ગોરી સ્વતંત્રતા હો !—કોણ૦ ૩

કાળો કર દુર્ભાગ્યતણો ક્યાં છેક હજીય છુપાવે !
ક્રિયા શોકવનમાં પૂરીને રાક્ષસ મધ્ય ઝુરાવે !
ગોરી સ્વતંત્રતા હો !—કોણ૦ ૪

નરવાનરનાં જૂથ મળે ક્યાં, ક્યાં હનુમાન અમારો ?
અંગદ સેવક કોણ બનીને દે સંદેશો પ્યારો ?
ગોરી સ્વતંત્રતા હો !—કોણ૦ ૫

કોણ પાજ બાંધી સાગર પર, નહિ કીધું તે કરશે ?
રત્ન અમારું મળશે પાછું, તો જ હૃદય અમ ઠરશે !
ગોરી સ્વતંત્રતા હો !—કોણ૦ ૬

જ્યાં એ છે ત્યાં જનનું જીવન, નહિ ત્યાં મૃત્યુ જ સારું :
એ વિણ રામ અદલ ક્યાં રહેશે ! આંખ વિના અંધારું !
ગોરી સ્વતંત્રતા હો !—કોણ૦ ૭

## પ્રયત્ન

રાગ કાફી–તાલ દાદરો

હાથ જોડી ના બેસો, રે ભાઈ, હાથ જોડી ના બેસો !–

કરવું હરિને હાથ ખરું, પણ સાથ શું શ્રમ નહિ લેશો !
હાથ જોડીને બેસી જ રહેતાં, ખાશો જગતની ઠેશો :
રે ભાઈ, હાથ જોડી ના બેસો ! ૧

મેઘ વરસશે મૂશળધારે, તે શું જોઈ જ રહેશો !
તન રગડી જો ન ખેતર ખેડો, તો પછી પાક દે એ શો !
રે ભાઈ, હાથ જોડી ના બેસો ! ૨

ફરશે ને હરશે તે ચરશે, બાંધ્યો ભૂખે મરે શો !
હરિ હરિ કરતાં આ હીનદશા ઠરી, એમાં શો અંદેશો !
રે ભાઈ, હાથ જોડી ના બેસો ! ૩

સૂતેલા પણ સિંહલણે સુખ આવી શિકાર પડે શો !
ફાળ ભરી તે ઠાર કરે તો જ ઠારી શકે ભૂખકલેશો :
રે ભાઈ, હાથ જોડી ના બેસો ! ૪

આ નથી, તે નથી. એમ કદી પણ કાયર થઇ નવ કહેશો !
સાધનથી પણ સાધ્ય છે મોટું : પાધરે યત્ન પ્રવેશો !
રે ભાઈ, હાથ જોડી ના બેસો ! ૫

યત્ને ચડી ભડી રેલ હડવશો, નહિ તો પડી સડી વહેશો :
વીર ! ઊઠો, પ્રભુ સાહ્ય થશે, આ સાધવો દિવ્ય સંદેશો !
રે ભાઈ, હાથ જોડી ના બેસો ! ૬

## ઉદયના મંત્ર

રાગ ગારો–તાલ ત્રિતાલ

હે દેશીઓ ! આવો રે, કંઇ કરિયે ઉદયના ઉપાય :
કરિયે ઉદયના ઉપાય,
હો ધરિયે વિજયની ધજાય.—
આવો રે, કંઇ કરિયે ઉદયના ઉપાય !
હે દેશીઓ !

પરવશ છે પ્રાણ આ,
સર્વ સ્મશાન આ !
કરવી ત્યાં ચેતનભર લાય ;
આવો રે, કંઇ કરિયે ઉદયના ઉપાય.
હે દેશીઓ ! ૧

અવનિ ને આભનાં
તીર્થો જે લાભનાં,
પ્રાણે પ્રાણે જ સેવાય :
આવો રે, કંઇ કરિયે ઉદયના ઉપાય.
હે દેશીઓ ! ૨

સેવા ને સિદ્ધિના,
પ્રીતિની ઋદ્ધિના,
પળપળ તે મંત્રો પઢાય :
આવો રે, કંઇ કરિયે ઉદયના ઉપાય.
હે દેશીઓ ! ૩

## ભારતની પૂજા

અભય છંદ*

(૧)

કોણે ના તુજને ચાહી,
  ભારત, હો ભારત !
કોણ રહ્યું ચાહ્યા વિણ આંહીં,
  ભારત, મુજ માત !
રત્ન ઉદર પાકયાં કંઈ ક્રોડ,
જગમાં ન મળે જેની જોડ,
પ્રાણતણા પૂર્યા સહુ કોડ
  જેણે દિનરાત :
તે તુજ જેવી મળશે કયાંહીં,
  ભારત, મુજ માત !

(૨)

વહાલી દેવોની ભૂમિ,
  ભારત, હો ભારત,
નંદનવનશી દિવ્ય અઝૂમી,
  ભારત, મુજ માત !

*આ છંદ નવા રચ્યા છે.

માનવબાલ્યતણા હિંડોળ
ઝુલાવ્યા જેણે રસબોળ;
જેની છાય વિષે ભૂગોળ
સમજ્યો જગતાત :
તે તુજ પાય સદા રહું ચૂમી,
ભારત, મુજ માત!

(૩)

કો કહે તું સ્વપ્ને ડૂબી,
ભારત, હો ભારત,
સ્થૂળ પ્રવૃત્તિ તજ્યે સ્થિર ઊભી,
ભારત, મુજ માત!—
પણ તું પ્રથમ જ પામી પાર,
આત્મપ્રકાશ જ જગનો સાર :
કરવા દુનિયાનો ઉદ્ધાર
પીડી નિજ જાત;
તે નગુણી જગ રદે શું ડૂબી
ભારત, મુજ માત!

(૪)

આરયા છે તુજમાં ઊંડી,
ભારત. હો ભારત :

તુજ પ્રીતિ જ અમ જીવનમૂડી,
ભારત, મુજ માત!
તું મારે, જીવાડે તું જ,
સુખદુખકેરી તું શુલકુંજ :
અગવો મરતાં અમ શબપુંજ
તારી મહેલાત!—
એ ઢગ પર તુજ ધ્વજ રહો ઊડી,
ભારત, મુજ માત!

(૫)

કીધું મેં શું તુજ કાજે,
ભારત, હો ભારત!
શું છે જે ન કરું હું આજે,
ભારત, મુજ માત!
સો સામે ભીડ જઇ એક,
જે અહીં રાખે તારો ટેક :
જુગજુગમાં લઉં જન્મ અનેક
કરવા તુજ ખ્યાત ;
જ્યાં તું ત્યાં પ્રભુ સત્ય વિરાજે,
ભારત, મુજ માત!

(૬)

સેવા કરિયે તો તારી,—
ભારત, હો ભારત,
તું જેણે સેવી જગ સારી,
ભારત, મુજ માત !
જીવન ટૂંકું, કાળ અનંત ;
ધર્મતણો દુર્ઘટ છે પંથ :
તો તુજ સેવામાં અમ અંત
આવો રળિયાત !
શ્વાસ જશે જય તુજ ઉચ્ચારી,
—હો પ્રભુની, દેવોની પ્યારી !—
ભારત, મુજ માત !

## ભારતમાતાને ભૂલતો મા !

રાગ કાફી–હોરી

સુખદુખમાં, ઉજડ–ગરદીમાં,
વીરા ! તારી માતને ભૂલતો કદી મા !–

કીર્તિને કાજે જગત બધું ધાજે, ગાજી જવાંમરદીમાં ;
પણ સ્મરજે તુજ માત અમર એ જયજય ધન્ય ઘડીમાં !
વીરા ! તારી માતને ભૂલતો કદી મા ! ૧

સ્નેહીઓ સંગે, વિવિધ પ્રીતરંગે, ખેલજે રસભરતીમાં ;
એ રસને પૂર પણ ઉર ધરજે માતૃતરસ ધરતીમાં !
વીરા ! તારી માતને ભૂલતો કદી મા ! ૨

સાંઝ સવારે કે અકળ અંધારે, કે ગરમી શરદીમાં :
જ્યાં હો, વીરા ! ત્યાં હો મોંઘી એ માયા તુજ ચઢતીપડતીમાં !
વીરા ! તારી માતને ભૂલતો કદી મા ! ૩

ગુલગુલ બિછાવે, વસંત વધાવે, એ તુજ મોજ બધીમાં,
માતને ઉર તુજ આશ રહે જયમ વૈદ્યથકી દરદીમાં !
વીરા ! તારી માતને ભૂલતો કદી મા ! ૪

છો અરિ તુજ પર દુઃખ વરસાવે, ફાવે કદાપિ બદીમાં ;
માતૃસ્મરણ તુજ દુઃખહરણ હો !–વહેશે સૌ કાળનદીમાં !
વીરા ! તારી માતને ભૂલતો કદી મા ! ૫

એક જ આત્મનું આંસુ વહવજે, એક જ શબ્દ વદી "મા !"
માતૃસેવાની એ ધન્ય અદલ પળ મળશે ન એક સદીમાં !
વીરા ! તારી માતને ભૂલતો કદી મા ! ૬

## અનન્ય ભારત

મિશ્ર ધનાશ્રી–લાવણી

માત હો ! ચાહું તનમનથી :
માત હો ! સાહું તનમનથી :
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી ! —
માત હો !

જ્યાં પ્રભુમુખના રસબોલ પ્રથમ બોલાયા,
જ્યાં અગમનિગમના ભેદ પ્રથમ ખોલાયા,
જ્યાં ધર્મકર્મના યોગ ખરા તોલાયા !
જે વસાઇ સુરજનથી રે —
ભલી જે વસાઈ સુરજનથી :
નથી નથી તુજ જેવી ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૧

જ્યાં જુગજુગના ઇતિહાસ ભણે સત છે જે,
જ્યાં સ્વર્ગ–નરકના મર્મ પમાતા સહેજે,
જ્યાં અક્ષયપાત્ર અનેક ભરેલાં તેજે :
જે સવાઈ નંદનથી રે —
ગણી જે સવાઈ નંદનથી :
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૨

જ્યાં ઋષિઋષિનાં નક્ષત્ર અચળ ઝળહળતાં,
જ્યાં નવજીવનનાં અમી યુગેયુગ મળતાં,
જ્યાં વહ્યાં ભક્તિરસનીર ગંગશું ભળતાં :
જે સજાઇ ઉરધનથી રે—
ભવ્ય જે સજાઈ ઉરધનથી :
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! 3

જ્યાં સરસ્વતીના વાસ પુણ્યભર શોભે,
જ્યાં કવિતાદેવી સૂર ભરે નભમોલે,
જ્યાં લક્ષ્મીના ભંડાર જગતમન લોભે :
જે ગવાઇ વંદનથી રે—
જગે જે ગવાઇ વંદનથી :
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૪

જુગજુગમાં જયટંકાર, માત ! તેં કીધા,
તુજ આત્મપ્રકાશ અનેક પ્રજાએ પીધા,
તુજ આશ્રમના આધાર અનાથે લીધા :
તું તવાઇ નિજ તનથી રે—
સદા તું તવાઇ નિજ તનથી :
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૫

શું ત્રીશ ક્રોડ અમ જીભ ગાય ગુણ તારા !
ઉર ઉરમાં વાગી ઘંટ કરે રણકારા,
અમ સદન સદન પડછંદ ભરે કંઇ ન્યારા !
દે વધાઇ દર્શનથી રે !—
માત ! દે વધાઈ દર્શનથી !
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૬

અમ આત્મ આત્મ સંદેશ લઈ તુજ ફરશું,
તુજ નવચેતનના લેખ ધરી ઉર ભરશું,
મુખ ધરી પુણ્યભર નામ જીવશું મરશું :
તું જડાઇ જીવનથી રે—
માત ! તું જડાઇ જીવનથી :
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૭

# ભારતમૈયાની હોરી

રાગ કાફી-હોરી

**ભારતમૈયા મોંઘી એ મોરી :**
**જગવો ભૈયા ! એની આ હોરી !—**

આજ વસંત અનંત હસંતી, પંથ દિગંત બતાવે :
એ રે ખુમારી રીસાળ કુમારીની આંહીં ઉતારી કો લાવે,
વસાવે હૃદય એ ચકોરી ?—
ભારતમૈયા મોંઘી એ મોરી. ૧

કંઈ કંઈ વરસથી દરસ ન દીધાં, તરસ તલપ ઉર વાધી ;
હર્ષ નહીં ઉત્કર્ષ નહીં કહીં, આજ સરસ તક સાધી
રસિક લાવિયે ઘેર દોરી !—
ભારતમૈયા મોંઘી એ મોરી. ૨

ગાલે ગુલાલ કપાલે છે કુંકુમ, ચાલે ચટક મન લૂટે ;
માની ગુમાની વિનવતે ન માની તે મોહવી શૌર્ય અખૂટે :
જીતો મરદાનીથી ગોરી !—
ભારતમૈયા મોંઘી એ મોરી. ૩

બોલોની ભૈયા ! કોણ ઝડપશે બીડું આ ભારતમૈયાનું ?
રંગી ઉમંગી બની રસજંગી, કો ફેરવશે પડયું પાનું,
કચરી કાળની સરજોરી ?
ભારતમૈયા મોંઘી એ મોરી. ૪

**ભારતી ભૈયા ! સ્વદેશપપૈયા ! ગૈયા બને આ અધીરી :**
લાવો ઢૂંઢી વનવન નવજીવન, તનતન ભરી જહાંગીરી !
દિયો ઉર હોળી સંકોરી !—
ભારતગૈયા મોંઘી એ મોરી. ૫

## પ્રકાશનાં પગલાં

પ્રભા છંદ*

(૧)

પ્રભુની મોંઘી, હો માતા !
હો સુંદરતાની કુંજ !
તુજ નિર્મળ તે સુખશાતા
વહશે ક્યારે નવગુંજ ?
તુજ દૈવી પુણ્યપુરાણુ પ્રભાનો કરવો પુનરુદ્ધાર,—
હો ભારતમાત ! વિચાર !

(૨)

તુજ પ્રજા બધી આ ઊભી
વરવા નવરંગ પ્રભાત ;
સહુ મોહ ગયા તમ ડૂબી,
ને વીતી ગઇ છે રાત :
આવે પગલાં શુભ નવજીવનનાં, ઊઠ, જગતને કાજ—
હો ભારતમાતા ! ગાજ !

*આ છંદ નવો રચ્યો છે.

( ૩ )

દોરવ અમને સદ્ધર્મે,
દોરવ અમને સત્પંથ ;
નિર્ભયતા ભર અમ કર્મે
ને શૌર્ય અખંડ અનંત :
સાતે આકાશ પડે શિર પર પણ હઠિયે ના તલપૂર !—
હો ભારત ! બન બહાદૂર !

( ૪ )

અરધી દુનિયા રહે તાકી
તુજને કરવા સ્વાધીન,
ખખડાવે શસ્ત્ર તુમાખી
સમજી અમને બળહીન :
પણ અર્ધ જગતશું બાથ ભરી તુજ કાજે મરશું વીર—
હો ભારત ! ધરજે ધીર !

( ૫ )

જુગજુગની વીર્યસમૃદ્ધિ,
જુગજુગનું તેજઃસત્ત્વ ;
તુજ ઊંડી આત્મનસિદ્ધિ
જે પામી જગનું તત્ત્વ ;
તે ફરી સચેતન ફરી જગવશે જયધ્વન તુજ સંતાન,—
હો ભારત ! થા બળવાન !

(૬)

જગ ભલે અસત્યે જીતે,
જગ ભલે અધર્મે તણાય;
તુજ અંતરતેજ સુરીતે
તું જાળવ એ તમમાંય :
છે તોલાવું દેવાંગણમાં દાનવ–માનવને યુદ્ધ,—
હો ભારત ! રહેજે શુદ્ધ !

(૭)

તુજ ઉન્નત તીર્થદ્વારે
જગને કરવી મહેમાન;
રેલવવાં નવ–અવતારે
જુગજૂનાં ઉરનાં ગાન :
સાગર સાગરની લહરીઓશું ઉર ઉર ઊછળે આશ,—
હો ભારતમાત ! પ્રકાશ !

(૮)

હો માત ! અમે સહુ તારા,
તુજ કીર્તિ અમારું સર્વ;
રજની ભરતા જ્યમ તારા
રાખે રજનીનો ગર્વ :
દે હાંક ! અને ખૂણેખૂણેથી ધસશું હારોહાર !—
હો ભારતમાત ! પુકાર !

## ભારતનો વિજયધ્વજ

દિવ્ય છંદ

પ્રભુના મોંઘા સંદેશા,
જુગજુગના ઉરવિસ્તાર ;
વર આત્મપ્રકાશન કરતા
કંઇ દિવ્ય વિજયટંકાર ;
સો સો સ્વર્ગોના જ્યોતિ,
કોટિક દેવોનો પ્રેમ ;
એ રંગરસ્યો ફરફરતો
અમ ભારતધ્વજ છે એમ. ૧

હા, નથી વૃથા ફરફરવું
કો સ્વમતણું આ હામ,
ઉર લખ્યું પ્રકાશે ઊંડું
અમ ભારતધ્વજનું નામ ;
હા, નથી વૃથા આ ખૂલવું
અમ આશપ્રભાત સુરેખ :
અણુઆંખ્યા, અણુધોવાયા
છે હજી અમર એ લેખ ! ૨

કંઇ કંઇ અંગુલિએ સીવ્યા
        સાંધેસાંધા શ્રમભેર ;
કંઇ કંઇ વીરોએ રંગ્યો
        જીવનરુધિરે સો ફેર ;
કંઇ કંઇ ઋષિએ દૃઢ રોપી
        કાઠી જેની સદ્ધર્મ :
અકળિત તે ભારતધ્વજના
        છે ઊંડા ચેતનમર્મ. ૩

કોટિક જનની નસનસના
        મહીં તંતુ ગૂંથાયા ગાઢ,
કોટિક આત્માની વાંછા
        મહીં પામી તેજઉઘાડ ;
કોટિક અંતરના પડઘા
        પડતા દેતા સંકેત :
એ ભારતધ્વજ ફરફરતો
        અમ શ્વાસે હજી સચેત. ૪

એ દશ દશ પ્રભુ—અવતારે
        રેલાયો ઠામેઠામ ;
રે ગડી ગડીએ એની
        ઝળકે અમરોનાં નામ ;—

એ નામથકી પણ બીજાં
        છે પ્રિયતર નામ અનેક,
જે સ્નેહતણું ઉર જોશે
        કે પ્રભુનાં ચક્ષુ જ એક ! ૫

એ ધ્વજને વીર ! ઉડાવો !
        એ કરશે જગદુદ્ધાર ;
એ બ્રહ્મભર્યા સંદેશા
        પહોંચાડો દ્વારેદ્વાર ;
હો વીર ! ફરી ફરકાવો
        એ જયપટ વ્યોમવિશાળ !
એ હતો, હજી છે, રહેશે :
        ભારતનો ધ્વજ ચિરકાળ ! ૬

## સ્વાર્પણ

ગઝલ

જે તને ચાહે જિગરથી, તેય શું પાછળ પડે !
માત ભારત કાજ આજે તે પ્રથમ આગળ પડે :
    કળ પડે નહિ આત્મને, હા ! જુગ સમી પળપળ પડે !
        જે તને ચાહે૦

દોષથી પૂરી ભલે આ કાય લાગે અન્યને ;
માત ! તોપણ પુત્ર તારો ચિંતવે ચૈતન્યને :
    ધન્ય તે આકાશ જીતી શું ધરા પર આથડે !
        જે તને ચાહે૦ ૧

શત્રુ મારા છો મને પૂઠે રહી ધિક્કારતા,
નામ મુજ કંઈ કંઈ કલંકો દઈ હસે સંહારતા :
    હારતા તે સહુ જતાં ધોવાઈને તુજ આંસુડે.
        જે તને ચાહે૦ ૨

તુજથકી જીવન ટકાવી જે રહ્યો તન અર્પવા,
સ્વર્ગથી તુજ કીર્તિ ઝળતી જોઈને ઉર દર્પવા,
    તર્પવા તુજને જ, માતા ! તે ઊભો આ પગ ખડે.
        જે તને ચાહે૦ ૩

સ્વપ્ન જેનાં છે ગૂંથાયાં જન્મથી તુજ તારથી,
આખરે પણ જીભ જે તુજ નામ જલ્પે પ્યારથી ;
જ્યારથી જાણું તને, હા ! ત્યારથી જીવન જડે.
જે તને ચાહે૦ ૪

માત ! તારી ખાકનું આ પૂતળું મુજ ઝૂઝશે :
માત ! તારી ખાકમાં સર્વસ્વ મારું સૂઝશે :
પૂજશે જે બ્રહ્મને, બ્રહ્માંડ તેને કર ચડે.
જે તને ચાહે૦ ૫

ધન્ય પ્રેમી પુત્ર જોશે તુજ નવલ દિન રાજતો :
ધન્ય સુણવા જીવશે તુજ કીર્તિડંકો ગાજતો :
આજ તો તુજ કાજ આ મરવું મને પ્રિય સાંપડે !
જે તને ચાહે૦ ૬

---

ટોમસ મૂરના એક કાવ્યપરથી સૂચિત.

## ભારતમાતા અને તેના કવિઓ

લાવણી

કોણ કટાક્ષવચન કવિને અહીં આજ કહે છે એવાં !
ભારતના કવિ મુઆ નથી, હા ! આંખ ઝરે છે નેવાં;
ભડકા ભડભડે હો !—

તનતમ્બૂરતણા તારો તો રહે સદા ઝઝણાતા ;
પણ અંગુલિએ બાંધ્યા પાટા, હાથ રહ્યા પછડાતા :
ભડકા ભડભડે હો ! ૧

હોત ન વાણી કંઠ રુંધાતી, સુખકર હોત ઘડી, તો
ગગનપાર કેડી જ ગજવતાં ગાત માતનાં ગીતો !
ભડકા ભડભડે હો ! ૨

જુઆળ જેવી દિનદિન ભરભર આવે ભરતી ઉરમાં ;
પર્વત જેવા તરંગ ઊછળી ત્યાં જ શમે અંકુરમાં :
ભડકા ભડભડે હો ! ૩

હા ! અમ ભારતમાત ! હજી શું ડરે જુગોજુગ પડવું !
તુજ તે હીનદશા સ્મરતાં શું ગુપ્તપણે રહ્યું રડવું !
ભડકા ભડભડે હો ! ૪

તુજને ચા'તાં ફિતુર ગણાતું, તુજને સા'તાં પાપી !
કાપી જીભ ગળે ખૂંચવવી : દુર્ગતિ જતી ન માપી :
ભડકા ભડભડે હો ! ૫

હાય, હતું ભારતના કવિનું જીવન એવું ખારું !
માતૃગાન સાટે મૃત્યુ જ કે જીવનભર અંધારું !
ભડકા ભડભડે હો ! ૬

ભડકે બોલ્યા શબ્દ ઝઝળતા ખૂંચતા કંઠે કારી ;
રસ ના વીર વહાવી શકે એ રસના જળો અમારી !
ભડકા ભડભડે હો ! ૭

બ્રીટનબંધુ બધાને, તો, આ તેડે રણ નિજ સંગે,
ભારત કાજે વીર નવલ રસ રેડે અંગે અંગે :
ભડકા ભડભડે હો ! ૮

એ રસમાં બ્રીટનની સાથે ભેળાવું–રેલાવું :
ભારતજશ જગમાં ફેલાવી પરમવિજયપદ ગાવું :
ભડકા ભડભડે હો ! ૯

ભારતમાત ! હવે જો ઉર આ વીરરસે ઉભરાતું,
અમ રસનાના નવચમકારા જગત ભરી રેલાતું !
ભડકા ભડભડે હો ! ૧૦

વટો કવિ–ઉર ધૂનભર્યાં કે આ તમ્બૂર જ ફૂટો !
તુંહિ–તુંહિ–તુંહિ–તુંહિ ભારતમાતા, એ જ એક સૂર ઊઠો !
ભડકા ભડભડે હો ! ૧૧

# ભારતી વીરનું કૂચગીત

રણુજિત છંદ *

આછાં અજવાળાં આવે, ધારો સહુ અંગઉમંગ ;
કંઈ કુંકુમ પગલાં પડતાં પૂર્વે રંગાયા શુભ્ર રંગ ;
હો વીર ! જુઓ આકાશે, ઊતરે પાછી અમ ગંગ :
હો ! પ્રભુનાં વહાણાં વાય. ૧

મુજ આંખ ઠરી છે જોતી : એ આવે નવઅવતાર ;
પગલે પગલે ચગદાતા દેખું આજ અધમ અંધાર ;
હો વીર ! જુઓ ચોપાસે, જાગે ચેતન સહુ ઠાર :
હો ! પ્રભુનાં તેજ વહાય. ૨

મેં આજ સુણ્યા તે શબ્દો, તે વીરસ્વરોના ઘોષ,
તે શતગુણ મેઘતણા ગર્જનથી રેલ્યો ઊંડા રોષ :
હો વીર ! બધે ભય ભાગે, ને ડૂબે મોહ સદોષ :
હો ! પ્રભુનાં સત્ય સુણાય. ૩

* આ છંદની રચના નવીન રીતે કીધી છે. એનો પ્રવાહ કૂચની માફક રેલે છે અને હૃદયને ઉત્સાહથી રેલાવે છે. એની રચના આ પ્રમાણે છે: ૧લી અને ૩જી લીટીમાં દરેકમાં ૨૭ માત્રા છે અને ૧૪ મી માત્રાએ યતિ છે; ૩-૭-૧૧-૧૩-૧૭ ૨૧-૨૫ એ માત્રાઓ પર તાલ છે, તથા લીટીના છેલ્લા બે અક્ષરો ગુરુલઘુ જોઇએ. બીજી લીટીમાં ૨૯ માત્રા છે અને ૩-૭-૧૧-૧૫-૧૯ ૨૩-૨૭ માત્રાએ તાલ છે. ચોથી લીટીમાં માત્ર ૧૩ માત્રા છે અને ૧-૩-૭-૧૧ માત્રાએ તાલ છે.

ડંકા આવે છે જયઘોડે, છે વીર્યવિલાસી વેશ,
વિદ્યુચ્ચમકાર સમી તલવારે હણતો અમ તમક્લેશ ;
હો વીર ! ધસો, ઝટ ઝીલો એ ઉરચેતન આદેશ :
હો ! પ્રભુના મંત્ર ગવાય. ૪

મેં કીર્તિ જ ઝાંખી એની ; એની જ સુણી મેં વાત ;
જ્યાં ત્યાં મેં દીઠા હૃદયઊછળતા સ્નેહતણા ઉત્પાત ;
હો વીર ! ફરી શાં ઊઘડે ગીતાનાં મર્મપ્રભાત !
હો ! પ્રભુના રથ રેલાય. ૫

મેં દીઠા એના ડેરા ઠોકાતા ઠામેઠામ ;
મેં શંખ સુણ્યા ફૂંકાતા એના શહેરે ગામેગામ ;
હો વીર ! ધસો ધ્વનિ કરતા એ ધ્વજ પૂઠે અભિરામ !
હો ! પ્રભુની સ્વારી જાય. ૬

એ જયજય ગીતે આજે ધ્રૂજે ધરણી આકાશ ;
એ ધર્મતણા જ ધડાકે પામે મોહ પ્રમાદ વિનાશ ;
હો વીર ! રહો દૃઢ સત્યે : જ્યાં સ્નેહ વસે ત્યાં આશ :
હો ! પ્રભુનાં રાજ્ય સ્થપાય ! ૭

## ભારતનું નગારું

રાગ કાફી—તાલ દાદરો

થાય પ્રભાત ભલેરું, ભૈયા ! કેસરિયાં કરજો જી !—
કેસરિયાં કરજો, રસ ભરજો, શસ્ત્ર ધરો કર શૂરાં ;
આજ રણે રમવું બહુ રંગે ને રુધિર ઉડાવવાં પૂરાં !
ભૈયા ! કેસરિયાં કરજો જી ! ૧

નભરણમાં રવિસિંહ ઊછળતો, કેસરિયાં કરી આવે ;
એ રસરંગ ધરી રણ રેલવું, તિમિરરિપુ નહિ ફાવે :
ભૈયા ! કેસરિયાં કરજો જી ! ૨

હાક પડે રણમાં ત્યાં ઊછળી, વીર પડે ઝંપલાવી ;
વેર વિખેર ઉખેડ કરી દે, નહેર રુધિરની ચલાવી :
ભૈયા ! કેસરિયાં કરજો જી ! ૩

ઊંચી ગર્દનથી મરદ મૂછાળા ભરશે ગગનમાં ઉછાળા ;
કાંચળીવાળા તો ઘેર ઘલાય ને શૂર રણે રઢિયાળા :
ભૈયા ! કેસરિયાં કરજો જી ! ૪

કડકડ કરતાં આભ વટે પણ વીર ગણે ફૂલ વરસે ;
હાથ ખડી તરવાર ખખડતી તાતી તાતી બની તરસે !
ભૈયા ! કેસરિયાં કરજો જી ! ૫

એ જ પ્રભાત થયું આકાશે, એ જ પ્રભાત તમારું !
વીર અદલ ઝટ જાવ ઝુકાવી, વાગે ભારતનું નગારું !
ભૈયા ! કેસરિયાં કરજો જી ! ૬

## શંખનાદ

રજપુત શૂરા રે, જુધમાં વીર નથી શું ?

ભારતી ભૈયા રે ! શંખ સુણ્યો ન હજી શું !
બેસી રહીશું રે, કે ઝટ સાજ સજીશું !—

ભારતમૈયા આજ બધાને સત્વર રણુ બોલાવે ;
વીરજનોને ત્યાં શું ટકટક જોયાં કરવું ફાવે !
ભારતી ભૈયા રે ! ૧

શંખ સુણ્યા કે વીરજનોનાં ગજગજ ફૂલે હઇડાં ;
તન તણુખે ત્યાં ભૂલે ગોરી ગોવાલણુનાં મહીડાં !
ભારતી ભૈયા રે ! ૨

હાક પડે ત્યાં રક્ત શૂરનાં આભ ઊછળતાં ધાશે ;
થશે મરસિયા કાયરના ને જુલમીઓ ડર ખાશે.
ભારતી ભૈયા રે ! ૩

ભારતમૈયા પડી ઘવાશે, અરે ધસો ઝટ સાથે !
લાખ જખમ પણુ પલક રુઝાશે એક શૂરની છાંયે !
ભારતી ભૈયા રે ! ૪

એક હાથ રક્ષકવીરાનો સો ઘાતક શરમાવે :
ધર્મ સ્વદેશથકી લડતાં પણુ મરવું મૃત્યુ દીપાવે !
ભારતી ભૈયા રે ! ૫

વીરા ! આવો, માત ઊગરતાં ઉગારવી સો પેઢી :
મરશું તોપણ ધન્ય બનીશું, મૃત્યુ વિષે કયાં ભેઠી !
ભારતી ભૈયા રે ! ૬

ઓ આ શંખ પ્રબળ ફૂંકાયા ! ડંખ દિલેદિલ લાગે !
હરહર, વીર અદલ કાજે આ અમુલખ અવસર જાગે !
ભારતી ભૈયા રે ! ૭

## હોળીના ભડકા

રાગ કાફી–તાલ દાદરો

ભડભડ હોળીના ભડકા, રે ભાઈ, ઊઠજો શૂર સિપાઈ!–
ભડભડ ભડકા ચોગમ ચમકે, ઝાળ ઘણેરી છવાઈ;
રાતી રાતી જીભ એ ભડકાની તણુખે બધે આ તણાઈ: ૧
ભાઈ, ઊઠજો શૂર સિપાઈ!

ઠંડી કકડતીમાં સૂતા જે ઓઢી સો સો મણની તળાઈ,
હાલક હુલક તે મુલક સળગતો આજ રહ્યો અકળાઈ:
ભાઈ, ઊઠજો શૂર સિપાઈ! ૨

ઊંચા હિમાલય પર્વત પીગળે, ગંગા રહી છે રેલાઈ;
રાતી તાતી ઊગી આંખ ગગનની, દિશદિશ રહી રંગાઈ:
ભાઈ, ઊઠજો શૂર સિપાઈ! ૩

એ ભડકે ભડકે મન થડકે, તન ધડકે ધધણાઈ;
કાયરજન પણ લોચન ઝરતા કૂદી ઊઠે તલખાઈ!
ભાઈ, ઊઠજો શૂર સિપાઈ! ૪

મોહ, પ્રમાદ, પ્રકંપ, કુસંપ સૌ રહેશે હજી શું ફેલાઈ?
ફોડી ફટાક શ્રીફળશું એ ભડકે, વીર! રહો જશ ખાઈ!
ભાઈ, ઊઠજો શૂર સિપાઈ! ૫

એ જ મસ્તાનીમાં ગરદ થયે તે જ મરદ ધરે મરદાઈ!
શેળી ઢાળી સૌ હોમાવો એ હોળીમાં, માત રહે ગીત ગાઈ!
ભાઈ, ઊઠજો શૂર સિપાઈ! ૬

## વીરનું સ્વરૂપશોધન

રાગ કાફી—તાલ દાદરો

સહજ ગણી ન વિસારો, ભલા, એ તો આગતણો અંગારો!—
હોય ભલે ઝીણો વાટ પડ્યો પણ વધતાં વિરાટ થનારો ;
એ વિફર્યો ન ધરાય ધર્યો કદી, વન બધું બાળી જનારો !
ભલા, એ તો આગતણો અંગારો. ૧

ઝરણુ વહે ખખળી પુર પાસે, સહજ કદી નવ ધારો ;
રેલે રેલાઈ જશે પુર તાણી, તોડી વછોડી કિનારો :
ભલા, એ તો આગતણો અંગારો. ૨

નાનો નાનો પણ રાઇનો દાણો, છાનો રહે નહિ, યારો !
જીભે દિલે ભરી ઝાળ ઉડાડે, ખાળ ઉખાડે હજારો !
ભલા, એ તો આગતણો અંગારો. ૩

વીરજનકુળના મૂળથકી છે, વીરા ! જન્મ તમારો ;
"શું કરિયે, કરિયે શું," કરો ના, ખળભળી જરા ખંખારો !
ભલા, એ તો આગતણો અંગારો. ૪

છળબળથી કંઇ વિકળ અબળ થઈ, ગણુવો શું દેહ ગોઝારો ?
કુંજરજૂથ નિહાળી બને શું કેસરીબાળ બિચારો !
ભલા, એ તો આગતણો અંગારો. ૫

વીર ઊઠે ઝબૂકી નિજ શત્રુને સમજી ઘાસનો ભારો !
મૂળ સ્વરૂપ પ્રકાશો, વીરા, ઝળઝળ ઝાળ ઝગારો !
ભલા, એ તો આગતણો અંગારો ! ૬

# શૂરવીરનાં રણસૂત્ર

લાવણી

શૂરાનું છે કામ, આજ તો શૂરાનું છે કામ ;
શૂરવીર તે ઝટ ઝુકાવે :
હો વીરા ! રે ચાલો ધસિયે ! ૧

કાલ નથી કંઈ કાલ, ભાઈ હો ! ચાલ આજ તું, હાલ !
શૂરવીર ના પળ ચુકાવે :
હો વીરા ! રે ચાલો ધસિયે ! ૨

ફાટે જ્યાં આકાશ, ધ્રૂજતી ધરણી પામે ત્રાસ ;
શૂરવીર ત્યાં રણ હોમાવે :
હો વીરા ! રે ચાલો ધસિયે ! ૩

એક શૂરનું તાન સમજનું મારું-મરું નિદાન ;
શૂરવીર તે ડગ ન ડગાવે :
હો વીરા ! રે ચાલો ધસિયે ! ૪

રહે પૂઠ અંધાર, સંમુખે ઝગે તેજ-અંબાર ;
શૂરવીર તે તેજ જમાવે :
હો વીરા ! રે ચાલો ધસિયે ! ૫

ઝાંખા નભચમકાર, ઊડે જ્યાં શૂરાની તરવાર ;
શૂરવીર રણ રંગ રખાવે ;
હો વીરા ! રે ચાલો ધસિયે ! ૬

લાખ જનોની ખાખ પૂરતી એક શૂરની સાખ :
શૂરવીર રવિશું રણ છાવે :
હો વીરા ! રે ચાલો ધસિયે ! ૭

એક શૂરનો મર્મ, સદા છે એક શૂરનો ધર્મ :
શૂરવીર તે આત્મ જગાવે :
હો વીરા ! રે ચાલો ધસિયે ! ૮

નહીં દેહના મોહ, શૂરને નહીં નેહના રોહ ;
શૂરવીર નિજ ઉર અંકાવે :
હો વીરા ! રે ચાલો ધસિયે ! ૯

પળનો એક પ્રમાદ ચૂકવે ભવનો ભવ્ય પ્રસાદ ;
શૂરવીર તે પળ સપડાવે :
હો વીરા ! રે ચાલો ધસિયે ! ૧૦

સમો મળે નહિ ફેર, બંધુ ! આ ગંગા આવી ઘેર !
શૂરવીર જયરંગ વહાવે :
હો વીરા ! રે ચાલો ધસિયે ! ૧૧

હો ભારતના પુત્ર ! તમોને શાં કહેવાં રણસૂત્ર ?—
શૂરવીર છો, ગરજો હાવે !
હો વીરા ! રે ચાલો ધસિયે ! ૧૨

## રણે વિદાય

રાગ કાફી–તાલ દાદરો

હણહણતો હય બારણે, વીરા ! પેંગડે પાય ધરો જી !
પેંગડે પાય ધરોજી, વીરા ! મુહૂર્ત સમો આ ખરો જી !

આંખમાં અંજન, રણરસરંજન, ગુંજન યુદ્ધગીતોનાં ;
વાંકી વાંકી પહેરી પાઘ પીળી આ, વીંધશો લોચન કોનાં ?
વીરા ! પેંગડે પાય ધરો જી. ૧

તાણી તાણી આ મૂછ છે મરડી, કરડી રહ્યા હોઠ રાતા ;
વારે વારે મુખ મારે ખૂંખારા, ને તડપી રહ્યા પગ તાતા !
વીરા ! પેંગડે પાય ધરો જી. ૨

દડબડ દડબડ દમભર દોડી, ખૂબ ખૂંદો રણ ખાંતે ;
ચહુદિશ અસિ ચમકાવી બતાવો શૂરપણું ક્ષણમાં તે !
વીરા ! પેંગડે પાય ધરો જી. ૩

વીરપિતાના વીરછૈયા તે ચૂકશે કયમ આ દહાડો !
વીરરસે રણકુંજ ઘૂમીને શિરનાં ફૂલ ઉડાડો !
વીરા ! પેંગડે પાય ધરો જી. ૪

ભારતમાત ઊભી ઊમરામાં આશિષ દે શુભ આજે :
હણહણતો હય વીર ! ચઢો આ, જયજય દુંદુભિ વાજે !
વીરા ! પેંગડે પાય ધરો જી. ૫

## રણરસના રાસા

લાવણી

રેલંરેલ બધે આ રેલી, તાણાતાણ જ થાય,
બંધુઓ ! તાણાતાણ જ થાય :
એ રેલે જઈ ઝુકાવિયે હો વીર આપણી કાય !
સુણો હો ! જયજય જયજય થાય !

આભ જુઓ ફાટી ઉપર આ વરસે મૂશળધાર,
બંધુઓ ! વરસે મૂશળધાર :
એ ધારે ભીંજાતાં આજે ઉર આનંદ અપાર !
જુઓ હો ! રસરસ અંતર બહાર ! ૧

એક બની રેલે છે સાથે પૃથ્વી ને આકાશ,
બંધુઓ ! પૃથ્વી ને આકાશ ;
રસસૂકું ત્યાં કોઈ રહે નહિ, ફળે બધાંની આશ !
ભલા હો ! બુઝાય સહુની પ્યાસ ! ૨

વનવન તૃપ્ત થયાં છે આજે, જનમન પણ હો તેમ,
બંધુઓ ! જનમન પણ હો તેમ,
સમરસમાં સૌ છાઈ રહ્યું ત્યાં આપણ જુદા કેમ ?
કહો હો ! દ્વેષ વડો કે પ્રેમ ! ૩

પહાડ સમા પણ દ્રવી રહ્યા એ પુણ્યતણે રસમેહ,
બંધુઓ ! પુણ્યતણે રસમેહ ;
જડહૈયાના બની આપણે ક્યમ ભૂલીશું નેહ !—
નહીં ; હો ! લાખગણી છે લેહ ! ४

કોટિ કોટિ ઝરણાં કંઇ કૂદે, કોટિ કોટિ છે ધોધ,
બંધુઓ ! કોટિ કોટિ છે ધોધ ;
કોટિ કોટિ ત્યમ વીર નસેથી ધસે રુધિર અવિરોધ :
વીર હો ! એ જ ખરો રસબોધ ! ५

એક જુઓ આકાશ આપણું, ભૂમિ આપણી એક,
બંધુઓ ! ભૂમિ આપણી એક :
તહીં જુદાઈ ધરી શું બનશું હીન અરે એકેક !
ભલા હો ! એક વિષે રહે ટેક ! ६

કોણ પારસી, હિંદુ, મુસલમિન, કોણ જૈન શિખ નામ !
બંધુઓ ! કોણ જૈન, શિખ નામ !
કોણ ખ્રિસ્તિ કે બૌધ ! આપણે ભારતપુત્ર તમામ !
અહોહો ! એક માત–આરામ ! ७

ભારતના બેટા આપણ સહુ, આવો, ધસિયે સાથ !
બંધુઓ, આવો, ધસિયે સાથ !
ધરા ડોલશે જ્યાં ઊછળશે સાઠ કોડ અમ હાથ !
ત્યારે હો ! માત રહે ન અનાથ ! ८

ભીતર બાહર એક જ લહરી, એક જ રસની રેલ,
બંધુઓ ! એક જ રસની રેલ ;
આ ભરતી આવી તેમાં તો વીરજનોના ખેલ !
વીર હો ! ચૂકશો ના આ વેળ ! ૬

સાતે સાગર દિસે ઊછળતા, પડું પડું કહે વ્યોમ,
બંધુઓ ! પડું પડું કહે વ્યોમ ;
વીર રસે ધરણી ધસમસતી દ્રવતી રોમેરોમ :
શૂર હો ! પડો પડો યાહોમ ! ૧૦

રેલંરેલ બધે આ રેલી : ઝટ ઝુકાવો કાય !
બંધુઓ ! ઝટ ઝુકાવો કાય !
વીરપુત્રના રણુરસ રાસા ભારતમાતા ગાય !
જગે હો જયજય જયજય થાય ! ૧૧

## નવજીવનનાં આવાહન

લાવણી*

રણશિંગાં ફૂંકાય, બધે હો ! હરહર હરહર થાય !
ભર આકાશે શબ્દ પડે ને ધધણી ઊઠે કાય :
ઘૂમી રહ્યા એ શબ્દ ગગનમાં,
અગન અગન ઊઠે તનતનમાં ;
કોણ ઊંઘાશે એ ગર્જનમાં !
હો વીરા ! રે આવો, આવો !—

રંગ રંગ છે રંગ, મચે હો ! જીવનજયનું જંગ :
થયાં પ્રભાત પનોતાં, વીરા ! અંગેઅંગ ઉમંગ :
એ રંગે રોળાવા રસમાં,
અંતરની કો તીવ્ર તરસમાં
ફૂટે રક્ત ન કોનું નસમાં !
હો વીરા ! રે આવો, આવો !—રણશિંગાં० ૧

હાલક ફલક હાક પડે હો ! ચઢે પલક મન ચાક !
દિશદિશ ડોલી રહે ડગમગતી, વધે અજબ ઉરછાક :

* આ લાવણીની રચના નવીન રીતે કરેલી છે.

દિશાદિશ આ ઊંચકાય નજરમાં,
શત્રુતિમિર સપડાય સમરમાં;
હીર અંકાવા આજ અમરમાં,
હો વીરા ! રે આવો, આવો !—રણશિંગાં૦ 2

ચર ! સ્વર્ગની વાટ પડી હો ! એ જ સમરને પાટ;
ચરાકેરું સ્નાન રહ્યું હો ! એ જ રુધિરને ઘાટ !
કાયરતાનાં વસ્ત્ર ઊતરશે,
કૂણું કૂણું કહેતાં તરશે,
તરતાં હૃદય મઝો શી ભરશે !
હો વીરા ! રે આવો, આવો !—રણશિંગાં૦ 3

'ચાર ઘડીનો શ્વાસ કરે હો ! લાખ વરસની આશ';
પણ પળભર જીવન શૂરાનું પાડે લાખ પ્રકાશ !
જીવનસિદ્ધિ જ છે એ પળમાં,
આત્મ ખરો પરખાય પ્રબળમાં :
એ પળ ધન્ય મળી આ સ્થળમાં :
હો વીરા ! રે આવો, આવો !—રણશિંગાં૦ 4

કેક વરસના કોડ રહ્યા હો ! અંતર ત્રીશ કરોડ !
તીર્થ તીર્થને પ્રાણે પ્રગટે પ્રેમશૌર્યની જોડ :
નવયૌવનના રાસ રચાયા,
નવચેતનના વાયુ ફૂંકાયા :

હવે પ્રકાશો ભારતજાયા !
હો વીરા ! રે આવો, આવો !—રણશિંગાં૦ ૫

હાર હાર રણકાર, કરો હો ! ઉદય વિજયટંકાર !
કેસરિયા તે જુએ ન પૂંઠે, શૂર ન સમજે હાર ;
આવો, ધડથી શીશ ઉતારી,
રણગર્જનની ઓર ખુમારી !
વાટ જુએ છે કીર્તિ તમારી !
હો વીરા ! રે આવો, આવો !—રણશિંગાં૦ ૬

રણશિંગાં ફૂંકાય : નહીં હો ! શૂરથકી રહેવાય :
સ્વર્ગ જ ઊઘડ્યાં શૂરા કાજે : ધસો, ધસો રણમાંય !
જીત કર્યે નવજીવન જડશે,
ભારતનાં સદ્ભાગ્ય ઊઘડશે,
કે રણ પડતાં પ્રભુ સાંપડશે !
હો વીરા ! રે આવો, આવો !—રણશિંગાં૦ ૭

# શૌર્યનાં સ્મરણ

લાવણી*

સિંહતણાં સંતાન, તમે હો ! સિંહતણાં સંતાન !
દૂધ તમે જે ધાવ્યા તે તો હતું અમીરસપાન !
અરે હો ! હતું શૌર્યરસપાન,
અરે હો ! કરે મગજ મસ્તાન ;
ભલા હો ! ગાજો સિંહ સમાન !
કરો વીર ! જયો જયો જી !—

આર્યભૂમિના વીર ! તમે હો આર્યભૂમિના વીર !
નથી કાયરા કાય લજવતા, હતા બધા રણધીર :
અરે હો ! હતા સુભટ રણધીર ;
નસે હો ! નથી નમાલું નીર,
હવે હો ! મૂકો કોરે શીર !
કરો વીર ! જયો જયો જી !—સિંહતણાં॰ ૧

ગડગડ ગાજે મેહ, ઉપર ડો ! ગડગડ ગાજે મેહ ;
હૃદય કેસરીનું ચિરાતાં ઊછળી પાડે દેહ,—
અરે હો ! આભ ઉછાળે દેહ ;
કરે હો ! કોણ જ બીજું એહ !
ભલા હો ! એ જ ટેકની લેહ !
કરો વીર ! જયો જયો જી !—સિંહતણાં॰ ૨

*આ લાવણીની રચના નવીન રીતે કીધી છે.

નયન નયનમાં ઝાળ ભરે હો ! વીર બની વિકરાળ :
સિંહમૂછ પકડી શું જાશો ! એ નવ હોય શિયાળ !
અરે હો ! સિંહ ન હોય શિયાળ,
હરે હો ! પ્રાણ બની રિપુકાળ :
ભલા હો ! ભરો ગરજતા ફાળ !
કરો વીર ! જયો જયો જી !—સિંહતણાં૦ ૩

પડે કારમી ચીસ, ઢળે હો ! ત્યાં કાયર દશવીશ ;
વીર પડે તૂટી જ્યાં ત્યાં તો રહે કિયે ધડ શીશ !
અરે હો ! ઊડે હજારો શીશ,
ઠરે હો ! રણુ ના કો હરગીસ,
ભલા હો ! સાહ્ય કરે જગદીશ !
કરો વીર ! જયો જયો જી !—સિંહતણાં૦ ૪

છો ઘેટાં દશ લાખ, ભલે હો ! જો ઘેટાં દશ લાખ !
વાઘ એક ધકયો પડશે ત્યાં કોણુ બચી દે શાખ !—
અરે હો ! બચે ન દેવા શાખ,
મરે હો ! રોળાતાં થઈ ખાખ :
ધરો હો ! વીરતણો અભિલાખ !
કરો વીર ! જયો જયો જી !—સિંહતણાં૦ ૫

હું જ કેસરી એક, વને હો ! હું જ કેસરી એક :
એ અભિમાન અનેરું, વીરા ! સંકટ હણે અનેક,—

અરે હો ! અરિને હણુ અનેક,
મરે હો ! કે મારે એકેક !
ભલા હો ! રાખો ભારતટેક !
કરો વીર ! જયો જયો જી !– સિંહતણાં૦ ૬

કરો જાન કુરબાન, બંધુ હો ! કરો જાન કુરબાન !
સ્વદેશનું કલ્યાણ પ્રથમ કે મર્ત્ય કાયનું ભાન ?
અરે હો ! ના કાયાનું ભાન,
ધરે હો ! જે ઉરમાં અભિમાન,
ભલા હો ! એ જ શૂરનું તાન !
કરો વીર ! જયો જયો જી !—સિંહતણાં૦ ૭

જય શૂરા સામંત, ધસો હો ! જય શૂરા સામંત !
હિમતે મરદાં મદદ ખુદા હૈ : ચિંતા ન ધરો ચંત !
અરે હો ! ચિંતા શાની ચંત !
ખરે હો ! તિમિરતણો છે અંત,
ધસો હો ! ગાતા ફાગ વસંત !
કરો વીર ! જયો જયો જી !—સિંહતણાં૦ ૮

## હે ભારતના લડવૈયા !

રણગીત છંદ

(૧)

હે ભારતના લડવૈયા !
તગતગતી તમ તરવાર ;
જેણે ચપલાચમકાર સમો
ઝળકાવ્યો જગ ઝલકાર ;—
લ્યો હાથ ફરી તે, કેસરિયા !
ઉછળાવો તે રણમાંય,
ભારત કાજ
ઘૂમવા આજ,
જ્યારે દળવાદળ ઘેરાય !
જ્યારે નભ ફાટે કકડાટ કરી,
ને દળદવાદળ ઘેરાય !

(૨)

વીરા ભારત નહિ જાણે
ધરણી પર બીજો મર્મ :
ઉર સત્ય અને પ્રભુભક્તિ વસે,
ભૂલે નવ ધારણ ધર્મ.
હા, નિશ્ચલ એમ હિમાલયશું
દીપાવો તમ વર કાય,

દેશ વિદેશ
ક્યાં પણ લેશ
જ્યારે હળવાહળ ઘેરાય ;
જ્યારે નભ ફાંટે કકડાટ કરી,
ને હળવાહળ ઘેરાય !

( ૩ )

ભૈયા ! તમ પૂર્વજ કેરા
ઘૂમશે ઘેરા સિંહનાદ ;
શિખરે શિખરે, કુહરે કુહરે,
જે નિજ રુધિરે દે યાદ !
તમ અર્જુન, અકબર, રુસ્તમની
તમને કૂદવશે ઝાંય,
ઊછળી પૂર,
લડવા શૂર,
જ્યારે હળવાહળ ઘેરાય ;
જ્યારે નભ ફાંટે કકડાટ કરી,
ને હળવાહળ ઘેરાય !

ધડધમ કડકે, તોપો ધડુકે,
ત્યાં ફાળ ભરો તમ પાય ;
રમતાં જંગ,
રાખો રંગ,
જ્યારે દળવાદળ ઘેરાય ;
જ્યારે નભ ફાટે કકડાટ કરી,
ને દળવાદળ ઘેરાય !

( ૫ )

સૈયા ! તમ તેજધજા તો
ઊડશે નભમાં સ્વરવીર :
ધિમિકિટ્ ધિમિકિટ્ ધિમિકિટ્ કરતા
વિજયી ફરશો રણધીર :
ત્યારે તમ જયગીતો ગાશું
ફૂલડાં વેરંતાં ત્યાંય,
કરશું ત્યાર
તમ જયકાર,
જ્યારે દળવાદળ વેરાય,
જ્યારે નભ ખોલે નવહાસ્ય મુખે,
ને દળવાદળ વેરાય !



# સૂચિ

## (પ્રથમ પંક્તિઓની)

## કર્તાનાં પ્રગટ અને અપ્રગટ પુસ્તકો

ગુજરાતીમાં

| | | |
|---|---|---|
| ૧ કાવ્યરસિકા ... ... | કિંમત રૂ. | ૧–૮–૦ (પૃ. ૧૮૮) |
| ૨ વિલાસિકા ... ... | ,, | ૧–૮–૦ (,, ૨૦૦) |
| ૩ પ્રકાશિકા ... ... | ,, | ૧–૪–૦ (,, ૧૮૨) |
| ૪ મલબારીનાં કાવ્યરત્નો ... | ,, | ૩–૦–૦ (,, ૪૫૦) |
| ૫ ભારતનો ટંકાર (ચોથી આવૃત્તિ) | ,, | ૧–૮–૦ (,, ૯૦) |
| ૬ સંદેશિકા ... ... | ,, | ૧–૦–૦ (,, ૧૮૮) |
| ૭ કલિકા ... ... | ,, | ૨–૦–૦ (,, ૨૬૦) |
| ૮ ભજનિકા (બીજી આવૃત્તિ) | ,, | ૨–૦–૦ (,, ૧૬૦) |
| ૯ રાસચંદ્રિકા, ભાગ ૧ લો, (ઊંચા કાગળ) | | ૦-૧૪-૦ (,, ૧૨૦) |
| ,, ,, ગીલ્ટ પૂઠું | ,, | ૧–૪–૦ (,, ,, ) |
| ૧૦ દર્શનિકા (બીજી આવૃત્તિ) ,, | ,, | ૩–૦–૦ (,, ૪૪૦) |
| ૧૧ પ્રભાતનો તપસ્વી અને કુકકુટદીક્ષા (બીજી આવૃત્તિ) | ,, | ૦–૮–૦ (,, ૭૦) |
| ૧૨ કલ્યાણિકા ... .... | ,, | ૨–૦–૦ (,, ૧૭૬) |
| ૧૩ રાષ્ટ્રિકા ... ... | ,, | ૨–૮–૦ (,, ૨૪૮) |
| ૧૪ રાસચંદ્રિકા, ભાગ ૧–૨ સાથે | ,, | ૩–૦–૦ (,, ૩૦૪) |
| ૧૫ ગુજરાતી કવિતાની રચનાકળા (મુંબઇ યુનિવર્સિટી તરફથી) | ,, | ૧–૦–૦ |
| ૧૬ શ્રીજી હુસેનશાહનો પવાડો ... | ,, | ૦–૮–૦ (,, ૧૬) |
| ૧૭ નંદનિકા–૨૦૨ સોનેટો ... | ,, | ૩–૮–૦ (,, ૨૫૬) |

અંગ્રેજીમાં

| | | |
|---|---|---|
| ૧૮ The Silken Tassel ... | ,, | ૨–૮–૦ (,, ૧૩૬) |

૧૯ અષો જરથુસ્ત્રની ગાથા અહુનવઇતિ, વૈદિક અને ગુજરાતી કવિતા સાથે. સંશોધન, વિવરણ, અનેક લેખો અને અંગ્રેજી અનુવાદ સહિતઃ ૮૦૦ ઉપર પાનાં.

૨૦ તારિકા છૂટક કાવ્યો

## હવે પછી છપાશે.

૨૧ પ્રતિકાવ્યો ને કટાક્ષ કાવ્યો
૨૨ પ્રભાતગમન (વર્ણનકાવ્ય)
૨૩ સંખેગીતા—૪૦૦૦ લીટી
૨૪ ગુજરાતી કવિતા અને અપદ્યાગદ્ય
૨૫ મનુરાજ નાટક (અખંડ પદ્યમાં)
૨૬ અમરદેવી નાટક
૨૭ યુગરાજ મહાકાવ્ય
૨૮ ગદ્યસંગ્રહ, ભાગ ૧ લો
૨૯ ગદ્યસંગ્રહ, ભાગ ૨ જો
૩૦ Leaf and Flower
૩૧ The Rest-House of the Spirit